ૐ વાંચી વિચારી અને ઇન્સાફ કરો. ૐ

# ગોંડળ પ્રજાના રૂદન ગીતો.

જેમા ગોડળ પ્રજા ઉપર નોકરશાહીના જુલ્મો અને
અત્યાચારોનો આબેહુબ ચિતાર કાવ્યમા આપવામા
આવ્યો છે તે શીવાય મુબઇની મોજીલી પ્રજા
જે ફેશનની રીશયારીમા ધર્મ ભુલી કુટેવોના
ભોગ થઇ ગઇ ભાન ભુલી જાય છે
તેનો પણ સમાવેશ છે

છપાવી પ્રસિદ્ધ કરનારઃ—

**છોટાલાલ કેશવલાલ મહેતા,**

માધવાવ પાસે, વઢવાણ.

આવૃતિ ૧લી ] [ પ્રત ૧૦૦૦

સન ૧૯૨૫.

૪ આના.

સિદ્ધ કરનારઃ—છોટાલાલ કેશવલાલ મહેતા,
માધાવાવ, વઢવાણ
છાપનારઃ—શા૦ મગનલાલ જગજીવનદાસ, [૧૦૨૪×૯૧ ?
શ્રી 'સરસ્વતી' છાપખાનું, નાગદેવી રસ્તો, મુંબઈ, ૩

સત્યતાને બાધનારી, બાપુ તારી બેડીયુ.
પ્રપંચોને પોષનારી, બાપુ તારી બેડીયુ
જો પ્રજા કેરી અરજીઓને, મુગ દશને પુરશો,
તો જેલમા જમદુતને, ફરીયાદ કરશે બેડીયુ.
પછી યમરાજના દરબારમા, પોકાર થાશે પાપના,
તો પાપીયોને દડવાને, લેશે વહાલો બેડીયુ.
ધર્મ કેરા રાજ્યમા, આ પાપના ઇન્સાફ છે,
કેદના છે કાયદા ને, ફાયદામા બેડીયુ
ભોળા રાજા ભાન ભુલે, નોકરો ભરમાવતા,
આમ દેશને એમજ પડી, પરદેશ કેરી બેડીયુ
ખેંગાર ને દેશળ તણો, દીલમા લેજો દાખલો,
રાણકદેવી સતીને, સીદ્ધરાજ કેરી બેડીયુ.
હવે રામ જેવા રાજ્યમાં, કુભનો સહેવાસ છે,
રાવણ જેવા નોકરોથી, સીતાજીને બેડીયુ.
ને કૃષ્ણના દરબારમા, કંસનો વહેવાર છે,
આંખુ ખોલો બાપલા, છે દેવકીને બેડીયુ.
નાવ તારૂ આ જાડેજા, એમ છે ગોથે ચડયુ;
તોરલ જેવી સતીને, છે બધન કેરી બેડીયુ.
કલમ ૧૦૮નો શું ડાઠ, આ ભવમાં થયો;
રોતાં રૈયત વાંકમાં, ને રાજદ્રોહની બેડીયુ.

ગામગીન છુ ગોકળ મહીં, રક્ષક કોઇ જોયો નહિ;
ભાન ભુલ્યો બાપલો, દાતાર તોડે બેડીયુ.

(૨)

જાગો સર ભગવતસીંહજી, પ્રજાજન કરે પોકાર,
આ શી દશા થઈ તારીરે, વગોવે કાઠીયાવાડ.
હિન્દુ મુસલમીન જાગો, ન્યાય બાપુ પાસે માગો;
હવે રાજહઠને ત્યાગોરે, વગોવે કાઠીયાવાડ.
હવે જુલ્મોની હદ આવી, સૌરાષ્ટ્ર બંધ કરાવી;
રંગરાગપર ફેરવી ચાવી, વગોવે કાઠીયાવાડ.
જેલમાં પુર્યા છે નેતા, દુખો અતિષે દેતા;
પકડે છે સાચું કહેતા, વગોવે કાઠીયાવાડ.
બાપુ છે પ્રજાને પ્યારો, નોકરશાહીનો રસ્તો ન્યારો;
ખાકઆરે કીધો ધોટાળો, વગોવે કાઠીયાવાડ.
ગોકળ પ્રજાના ભાઇઓ, ચેતીને સર્વ ચાલો;
જીવરામ બડાવી મારે, વગોવે કાઠીયાવાડ.
દુઃખો પડશે ઝાઝા, પણ સત્ય ન મેલે માઝા;
ભાઇ ન્યાય દેશે રાજા, વગોવે કાઠીયાવાડ.
સૌરાષ્ટ્ર પત્ર કહે છે બધ કરી, વગોવ્યો કરે છે,
આ અમૃત નહિ ડરે છે, વગોવે કાઠીયાવાડ.
નોકરશાહીના જુલ્મો સાંખી, હવે જુલ્મોને બાપુ ઝાંખી;
ખોટાની કલમ બાકી, વગોવે કાઠીયાવાડ.

( ૩ )

હાય વોયરે ગોંડળના જુલ્મોની કહાણી,
દેશી રાજ્યમા હદ એને વાળીરે—હાય.
દેશી રાજ્યમાં અંગાર પાક્યો,
ક્ષત્રીવટને લજાવાને લાગ્યો,
ગોંડળ સ્ટેટમાં જુલ્મ છવાયોરે—હાય.
જુલ્મી રાજ અને અમલદારો,
પોલીસ કહેતી કે મારો મારો,
કોણ સુણે આવા પોકારોરે—હાય
ધોરાજીમાં તો જુલ્મ બહુ થાયે,
દુઃખ દેખીને કાળજા કપાયે,
જેલ જાવાથી દુઃખ દુર થાયે—હાય.
આસન કેદની સજા તે દીયે છે,
લાંચ રૂશ્વત તે જુલ્મી લીયે,
જગત આખું આ રોદણા રૂવે છે—હાય.
વીર નરો તો જેલમાં જાયે,
ઉંઠ ફવી તો પેદા થાયે,
વેદ જીવરાજ બહુ પકાયેરે—હાય.

( ૪ )

ગોંડળ સ્ટેટના દિવાનજી, આ કીધો કાળો કેર,
ભોળી પ્રજા પર દીલમાં રાખી, વાળ્યુ તમે શું વેર.
દિવાન તણી દિવાની, નીશા- તણી નીશાની;
આઈ સુત કર્યું ધૂળધાણી, કીધો શુ કાળો કેર.

મકાન ધણીતો પોતે, ચુનો છંટાવે ઘરમાં;
અરજી આપો બાપુને, આ કથાનો છેજ ન્યાય.
તારા રાજ્યમાં અંધારૂં, હું લખતાં પણ કંટાળુ,
કાઢવા બેઠા દેવાળુ, કીધો શુ કાળો કેર.

(૫)

જગતના ન્યાય ખાતામા, ગોંડળનો ન્યાય ન્યારો છે;
અમલદારો પ્રજાને જે, રીબાવે એજ સારો છે.
ભલે ગાંધી† મરી જાયે, છતાં એ કેસ ઉભો છે;
વખત જાતાં પ્રજાના, સેવકોને એ પીડનારો છે.
ભલે ગોંડલ મહીં કુત્રા, નહીં રહેતા ફરે તોપણ
ધોરાજી ગામના માટે, નવા હુકમો કહ્યા છે.
બીચારા દેશ પ્રેમીઓને, સીધાવી જેલની અંદર;
રીબાવી કષ્ટ આપીને, કહે બાપુ અમારો છે.
પ્રજાને ન્યાય ના આપે, કહેતાં ધમકીઓ આપે;
અમારા નૃપતી જાણે, અમલદાર એજ સારો છે.
વખત જાતા તમોને પણ, બતાવીશું અમલદાર
અમો બાપુજના છેએ, અને બાપુ અમારો છે.
અમારી એજ છે વિનતી, ગોંડળના નૃપતિ પાસે
અમોને ન્યાય આપોને, અમોને ન્યાય પ્યારો છે.
કહે છોટુ પ્રજાને, માનજો નેતા હવે
ઉમર મરાણા પ્રકાશક ભાઈ, એમ. ઓ. ધોરાજીવાળા

† ધોરાજીના મુન્સફ મી મુલચંદ ગાંધી જેઓ હાલ દેવલોક પામ્યા

(૬)

ઉઠો ગોડળનિવાસી, ક્યુ સમય ગફ્લતમે ખોતે હો;
જમાના જાગ ઉઠા સારા, મગર તુમ ફીરભી સોતે હો
કભી રાજાને ખતનાભી, ન પુછા હમ ગરીબોસે;
કે ક્યુ તુમ આસુઓકે તારસે, મોતી પીરોતે હો
ઉધર તુમ રેલ સકટ ફડમે, એક લાખ દેતે હો;
મગર રૈયત કરે શીકવા, તો ઉસકો જેલ દેતે હો
નહિ ક્યા ખોફ અય રાજા, તુઝેં એક રોજ મરના હૈ,
હમારે વાસ્તે ઈન્સાફમે, ક્યુ દેર કરતે હો.
હમારી આહોંકે શોલે, ઉભલકર આગ હોવેગે,
ઉસી વખ્ત તુમભી કહે દેગે, કે તુમતો ઠીક કહેતે હો
અગર બરબાદ કર દેગા, હમે તુ જુલ્મ શાહીસે,
મગર ગમગીન હોના નહિ, કભી દુનિયામે રૂસ્વા હો.
દુવા સુન લે તુ અય મૌલા, હિદાયત દે તુ રાજાકો;
મીટે ગમગીની રૈયતકી, અગર ઇન્સાફ અચ્છા હો

(૭)

અમે તો ન્યાયના ભૂખ્યા, અમોને ન્યાય પ્યારો છે,
પ્રજાની કરતાં સેવા, પ્રજાનો ભાવ પ્યારો છે.
કદી અમ દેશનેતાઓ, ભલેને જાય જેલોમાં,
પૂરીને કષ્ટ આપો, જેલનું પણ દ્વાર પ્યારૂ છે.
પ્રજા આખી કરે ફરીયાદ, ગોડળનાં નૃપતી પાસે,
અમોને ન્યાય આપોને, અમોને એજ પ્યારૂ છે.

ભલે અ૦ સત્તારોને, દીઓ તકલીફ જેલોમાં;
વગર સ્વમાનથી રહેવુ, સકળ સસાર ખારો છે
વગર વાંકે પુરે અમને, અમલદારો ખુશી થઈને,
કહો બાપુ તમોને એ, બધુ લાગેજ સારૂ છે
અમારૂ તો થવાનુ જે, હતુ તે થઇ ગયુ બાપુ,
બતાવીશુ જગતને પણ, કે એમા કોણ સારૂ છે
હવે તો જાણી લીધુ છે, કાઠિયાવાડે બધુ પોકળ,
કરે જે જુલ્મ અમ ઉપર, સ્વદેશી ભાઈ અમારો છે

( ૮ )

એકડે એક રાખો સત્ય ધરમની ટેક—

મારા બધુ ન્યાય મેળવવો રહેલ છે

બગડે બે બોલો હરી શકરની જે— ,,
ત્રગડે ત્રણ રાખો ન્યાય મેળવવાનું પણ— ,,
ચોગડે ચાર દુખનો કરો કઇ વિચાર— ,,
પાંચડે પાંચ સત્યને નથી આંચ— ,,
છગડે છો જેલમા જનારાની જે હો— ,,
સાતડે સાત જુલ્મીથી છોડો વાત— ,,
આઠડે આઠ રાખો હાજી અજીજનો ઠાઠ— ,,
નવડે નવ જેલમા જનારાની વાટ જોઉં— ,,
એકડે મીંડે દશ પબ્લીસીટીને દેશો જશ— ,,
બે એકડે અગીયાર જેલમા જવા થાઓ તૈયાર— ,,
એકડે બગડે બાર જેલમાં જવા છીએ તૈયાર— ,,

મારા બંધુ ન્યાય મેળવવો સ્હેલ છે.

એકડે તગડે તેર ચોપડી પોચાડો ઘેરઘેર— ,,
એકડે ચોગડે ચૌદ છોડો જન મોટુ તુત— ,,
એકડે પાંચડે પંદર નામ નોંધાવો પબ્લીસીટીની અંદર— ,,
એકડે છગડે સોલ હવે ખૂની ગયુ છે પોલ— ,,
એકડે સાતડે સત્તર પ્હેરો સત્યતાનુ બખ્તર— ,,
એકડે આઠડે અઢાર જૂલ્મોને કાઢો બ્હાર— ,,
એકડે નવડે ઓગણી જૂલ્મોને લેશે જોગણી— ,,
બગડે મીંડે વીશ છોટુ દેછે આશીશ— ,,
બગડે એકડે એકવી બાપુની જેલો ભરવી— ,,
બે બગડે બવી શોધો ન્યાય મેળવવાની ચાવી— ,,
બગડે ત્રગડે ત્રેવી સત્તાર ભાઇએ જેલ સેવી— ,,
બગડે ચોગડે ચોવી હરીશકરની વાટ જોવી— ,,
બગડે પાંચડે પચીશ ન્યાય મળશે ખચિત— ,,
બગડે છગડે છવી ન્યાય મેળવવાની પ્રેરણા કરવી— ,,
બગડે સાતડે સતાવી હાજી અજીઝને જેલ બતાવી— ,,
બગડે આઠડે અઠાવી ફરિયાદી વિના કેસ લીધો ચલાવી— ,,
બગડે નવડે ઓગણત્રીશ જુલ્મી પાડશે ચીસ— ,,
ત્રગડે મીંડે ત્રીશ હીન્દુ મુસ્લીમ છોડી દોને રીશ— ,,
ત્રગડે એકડે એકતરી, ગોંડળ સ્ટેટની સુણજો હીસ્ટરી— ,,
ત્રગડે બગડે બત્રી જુલ્મો ચલાવે રીત આડકતરી— ,,
બે ત્રગડે તેતરી ગરીબોના ખીસાં ખાય છે વેતરી— ,,

મારા બંધુ ન્યાય મેળવવો સ્હેલ છે.

ત્રગડે ચોગડે ચોત્રી ચોવીસમીએ રહીતી ચોકી— ,,
ત્રગડે પાંચડે પાંતરી જેલમાં જવાથી થાશે ખાતરી— ,,
ત્રગડે છગડે છતરી જેલની કોટડીની કીધી ગણુતરી— ,,
ત્રગડે સાતડે સાડતરી દેશોદેશ થશે ફજેતી— ,,
ત્રગડે આઠડે આડતરી ધરમાયલિ હોટલ ઉપર ઑફીસ— ,,
ત્રગડે નવડે ઓગણચાલીશ જેલની કોટડીયો બાવીશ— ,,
ચોગડે મીંડે ચાલી હીન્દુ મુસલીમથી પડશે તાળી— ,,

( ૯ )

જે દેવમાં નહીં દિવ્યતા, તેને પુજીને શુ કરે;
જ્યાં લોકહિત જળવાય ના, તે રાજને શીર શુ ધરે.
જ્યાં કાયદારૂપે કુહાડો, કાપ મૂકી પરવરે,
કસાઇ કરમાં જઇ પડયો, શયતાન સેવા શુ કરે.
જયા જુલ્મ ને અન્યાયના, અંગાર અગોપર ખરે,
એ જુલ્મીની સત્તાના પદે, આત્મા સમર્પણ શુ કરે.
માતૃભૂમિના ચરણુમા, શીરને ઝુકાવ્યુ છે અમે;
ધડથી જુદું થાશે ભલે, પણ જુલ્મીઓને નહીં નમે.

( ૧૦ )

## બ્રાન્ટરોડનું વર્ણુન.



શાએર.

ગુજરાતી શહેરની નાજુક નારી, ફેશનમાં હે પકાતી;
ખાદીની સાડી પહેરે તો, કમર તેની તુટી જાતી.

## ( સવૈયા. )

ગયો સુબઈ દીન એક દારો, નારી અનુપમ મે નીરખી;
હશે ખરેખર ઉંચ કુટુબી, પણ વેશ્યા સમ મે ભાળી.
અનુપમ રંગનુ પોલકુ પહેર્યું, હશે કદાપી પંદરનું.
પણ બારીક ને ફેશનેબલ, અંગ જણાયે અંદરનુ
કુમ કુમ ચાલ્લો રૂડા રૂપાળો, હસ્તમહીં રૂમાલ રૂડો,
કરમહી કાચની બગડી, ભાળ્યો એક રિવાજ ભુંડો
વિચાર કરતા ગ્રાન્ટરોડનો, ખેલ જોવાને હુજ ગયો,
અહીં પણ આવો બનાવ બનતાં, વિચારમા હુ લીન થયો
પટીયાં પાડી બે ત્રણ યુવતીઓ, થીએટર પાસે ઉભી હતી,
દેખાવ હતો વેશ્યા જેવો પણ, ઉંચ કુટુબની સ્રીઓ હતી
ઇગ્લીશમાં કંઈ ગોટપેટ કરતી, મને ન તે કંઇ સમજાયું;
બે ત્રણ શબ્દો ગુજરાતી વાપર્યા, તેથી કંઇક મૂને ધ્યાન આવ્યુ.
સાડા નવનો વખત થયોને, હું પણ રૂપીઓ ખર્ચીનેજ ગયો,
તે સુંદરીઓ જોઈને ભાઇઓ, વિચારમા હું પડીજ ગયો
મેં જાણ્યુ આ સ્રીઓ સાથે, શેઠ બીજા આવ્યાજ હશે;
આડી અવળી નજરે જોતા, પુરૂષ મને કોઇ નાજ દીસે.
"ચોપડીવાળા ચોપડીવાળા," કહી શેઠાણીએ બુમો મારી.
ચોપડીવાળો તુરતજ આવ્યો, કહો કોને જોઇએ છે બાઈ.
ચાર આના યુવતીએ આપ્યા, ચોપડી ખરીદી તેવારે,
એવામા એક પુરૂષ બોલ્યો, ચોપડી જોઇએ છે મારે.
વાત ઉપરથી ધ્યાન પડયુ કે, તે પુરૂષ તેની સાથેજ હતો;
છોટાલાલ કહે વિનવી, કંઈક તે અધુરોજ હતો.

( અપૂર્ણ )

(૧૧)

## મુંબઇમાં મલકાતી બ્હેનો.

"સુધરેલ સુંદરીઓ ખળભલ કરતી તે મુજ નજરે આવે"

સાડલો ધોળો ચણીયો ધોળો, ચોળી ધોળી પહેરે;
અડધ સાડલો માથે ઓઢી, ભરી બજારે હીંડે—સુ
કેડમાં ઝુડો હાથમાં ટુવાલ, લટક મટક તે ચાલે,
સાસુનો સમાત ગમે નહીં, બ્હેનપણી સંગ મ્હાલે—સુ
પગમાં કપડા કટકટ બોલે રૂમકઝુમક તે ચાલે;
લાજ શરમને મુકી ખીંટીયે, વાંકો ગુચ્છો પાડે—સુ
પોલકા માંહે †પોલ કરાવે, ઢોલ ઢમક વગડાવે,
કાચની બંગડી પહેરી બજારે, હાથ પોતે પકડાવે—સુ.
પાલીસ ઘાટના સોના બંગડી, તાજાં શાક મંગાવે,
વીશ રૂપરડીના પગારે, ગરીબ ધણીને ધમકાવે—સુ.
બુટ સ્ટૉકીંગ મોજા પહેરી, ચશ્મા આંખે લગાવે,
સેન્ટ લવંડર ને પફપાઉડર, લગાવે પોતે ગાલે—સુ
સતી સીતા સુકન્યા સાવીત્રી, બોધ નહીં તેનો ધ્યાને લાવે,
પતી ભક્તિને નેવે મુકી, હુકમ નહીંજ ઉઠાવે—સુ
આવી હકીકત જોઈ છોટાલાલ, દીલગીરી મનમાં લાવે,
દેશની પડતીનું મુખ્ય કારણ, દેશની બહેનો બતાવે—સુ.

---

† શાબર.

(૧૨)

## હોટલ કે ઢેઢવાડો.

અરે ઓ ચાહ પીનારા, જરા તમ આખ ખોલોને;
થયા શુ હીન્દના વેરી, જરા તો આમ જુવોને.
તમારી ચાહના પાપે, દુધ સાકર થયાં મોઘા;
અરે તમ ચાહ ત્યાગોને, થાયે તે વળી સોઘા.
બિચારાં બાળકો રડતાં, ન પામે દુધ ડેરીનું;
અરે ઓ ચાહ પીનારા, ધર્યું ક્યા રૂપ વેરીનું.
કમાવા હોટલો કાઢી, રૂપીઆ મેળવી લીધા;
બનાવી બગલા પોતે, તમોને રોગીયા કીધા.
બૉર્ડ લગાવ્યુ હીંદુ હોટલનુ, મોસહારી ત્યાં આવે છે;
બતાવા શુદ્ધ છીએ તમને, ટીલા ટપકાઓ તાણે છે.
ટીલાના તાણનારાને, અરે મે હોટલે જોયા;
અરે તમ ચાહતણે પ્યાલે, તમારાં ધર્મને ખોયા.
છોટા કહે વિનવી, અરે હુ ચાહ ત્યાગુ છું;
તમો પણ ત્યાગજો બધુ, એવી હું આશા રાખું છુ.

(૧૩)

## ચાહ દેવીનો રાજીઓ.

(મરશીયો.)

હાય વોય ઘર બાલ્યુ ધુતારી ચાહે;
પીતાં હાડકાંનું માંસ બળી જાયેરે— હાય

એ પૈસાનો સીંગલ દીએ છે, ધર્મભ્રષ્ટ તે આપણો કરે છે,
હિન્દુ હોટલમાં માંસહારી ગરે છે રે— હાય.

સડેલા કાંદા બટેટા વપરાયે, તેલ ખોરાના ભજીયાં તળાયે;
ખાધે ખાંસી દમ ચાલુ થાયેરે— હાય.

ગોર બાપા ટેબલ પર બેઠા, જાનૈયા સર્વે જમવા પેઠા,
એ તો જમી રહ્યા છે એઠા જુઠારે— હાય.

હોટલમાં પેસતા પાછુ ન જુવો, હાથે કરીને ધર્મને ખુવો,
પછી પોકે મુકીને રૂવોરે— હાય.

મદા પોરીયા હોટલમાં ફરે છે, તે જોઇને ચીતરી ચડે છે,
છોટા કહે કે દીલ મારૂ બળે છે રે— હાય.

(૧૪)

## દારૂ કે શયતાન.



(ભોજા ભગતનો ચાબખો.)

"મદિરા મૂકજો મારા ભાઈ, ગટરમાં ગોથાં ખાશો નહિ."
સાંજ વખતના પીઠામાં જઇને, ઝાલો કોરૂ સાહી;
જાણે જનમતાં પાયો ન હોય, માએ ગળથુંથી માંહી...મદિરા.

શેઠ સરીખા હોઠ ફાડીને, રેડે છે દારૂ મૂખ માંહી;
પેટમાં જાતાં એક બે ગેલેન, નાચે કુદે છે ત્યાંહી...મદિરા.

એક બે દોસ્તો ભેગા મળીને, જાયે છે પીઠા માંહી,
સમ ને સગરા પરાણે આપી, ઢીંચાવે છે ત્યાંહી .મદિરા.

પેલોરે પીધો બીજેરે પીધો, ત્રીજેરે જીભ તોતડાઇ,
એક જણો બડબડતો બોલ્યો, ચવાણું લાવો કોઇ મદિરા.

બ્હાર પીઠાની આવ્યા જ્યારે, કરવા લાગ્યા ભવાઇ,
તમાચો માર્યો એક પોલીસે, શુદ્ધ બુદ્ધ આવી ગઇ. .મદિરા.

ધોતીયુ કહે હુ ધર્મે ન ઢાકું, પાઘડી કહે પર ખાઇ,
ખડી કરીને બોલી બિચારી, મુવો તુ કેમ ના ભાઇ ..મદિરા.

છોટા કર જોડી કહે છે, પીશો ન દારૂ કોઇ,
કીધા છતા ન માનો તો, ખાડમા પડજો રોઇ...મદિરા

( ૧૫ )

## સટ્ટાના શોખીન.

અરે ઓ સટ્ટાના શોખીન, તમારો કેમ ઉઠયો છે દીન,
તમને વળગ્યો જીવનો જીન, અરે ઓ સટ્ટાના શોખીન

ગામ ગરાસ વરેણું ગાઠા ગુમાવશો ઘરબાર,
ઇજ્જત ખોશો અરે ઉલ્લુઓ સજા દેશે સરકાર;
આખર મરશો ખાઇ અફીન વેચાશો દમડાના દોતીન—અરે.

સગાં સહોદર અને કુટુંબી દેશે સઉ-ધીટકાર,
તરણાંથી પણ તુચ્છ ગણાશો નહીં ચાલે વહેવાર;
વેચાશો દમડાના દોતીન અરે ઓ સટ્ટાના શોખીન.

(૧૬)

## પ્યાલી ન પીવી.

પ્રાણ જતાં પણ પ્યાલો રે, કોઇ ન પીશો—પ્રાણ.

આપી કમાણી પીડે, પાપી પરખાવુ દીઠે,
એને ત્વરાથી ટાળો ટાળો રે— કોઈ.

નાખે નર્કાદી માંહી, ગટરો ગંધાતી ત્યાહી,
એને ત્વરાથી ટાળો ટાળો રે— કોઇ.

કહેવુ છોટાનુ માની, કરશો ના કો નાદાની,
ડાઘ ન લાગે કાળો કાળો રે— કોઈ.

(૧૭)

## ગોંડળના નામદાર ઠાકોર સાહેબને વિનંતી.

(રાગ ભજન.)

બાપુ તારા રાજ્યમાં, અમલદારોના ત્રાસ,
રૈયત તારી પોકારી કહે, આ અમલદારોના ત્રાસ—બાપુ.

મ્યુનિસીપાલના ખાતા મહીંતો. ઘોર અંધકાર જણાય,
રૈયતની કોઈ દાદ ન સાંભળે, આ તે કેવો ન્યાય—બાપુ.

બાપુ તારા ધોરાજીની. કંઇ લે સંભાળ;
અતિયુ વિનાના લોકો, સામસામા અથડાય—બાપુ.

ઘોરાજીની રૈયત કરતાં, કુતરા વધુ જણાય,
રાતે જો રસ્તે નિકળે, કુતરા ફાડીજ ખાય—બાપુ

બાપદાદાના ધરોમા તો, ફેરફાર ન કરાય,
અમલદારો અટકાયત કરે, આ તે કેવો અન્યાય—બાપુ.

થોડા પગારના તારા નોકરો, પ્રજા તણો કરે શિકાર,
શિકાર પુરો પામે નહિ, કાયદા કરે છે તૈયાર—બાપુ

બાપુ તારૂ રાજ અવિચળ રહે, એમ પ્રજાજન કરે પોકાર,
જુલ્મી ને વળી લાચીયા, કાઢો ભુમિ હદપાર—બાપુ

મ્યુનિસીપાલના ખાતાતણી, ચાર વર્ષની કહુ છુ વાત,
ચારઆની દંડ વસુલ કરવા, મારે નાની બાળકીને માર—બાપુ

ધાબા લાદી પાથરવી હોય તો, અરજીઓ અપાય,
ચાર ચાર મહીના ફેરા ખાધે, ઠેકાણુ ન થાય—બાપુ

મકાન નવુ ચણુવુ હોય તો, નડે પંદર ફુટનો બાધ,
નાણા આપી ખીસા ભરતા, નથી નડતો બાધ—બાપુ.

પ્રજા દુ:ખી થાય ત્યારે, અરજી બાપુને અપાય,
ચાર ચાર વર્ષો વિતી જાતાં, જવાબ કંઈ ન જણાય—બાપુ.

કર જોડી પ્રજા વિનતી કરે, સુણો પ્રજાજનોનો પોકાર,
છોટા કરે વિનતી, આ ગોકળનો વિસ્તાર—બાપુ.

—.o.—